પવિત્ર

# મોહિની.

પ્રેમી ભાઇઓ અને નિતીપાત્ર બહેનો માટે


પ્રસિદ્ધ કર્તા.

જાગીરદાર વાગભારથી ઉર્ફે અમ્રતભારથી

સુરજભારથી સ્વામી

સ્થળ મોજે ઓગણજ અને અમદાવાદ

દુધાધારીની વાડીના.


વિનય સત્વ લેનાર જે, પરખી લે પરમાણ;

પવિત્ર મોહિની શું હશે, જાણ્ય ચોજ તુ શાણ.


આવૃત્તિ પહેલી

અમદાવાદ-જયન્તિ પ્રિન્ટિંગ પ્રેસ

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

કીંમત ૦-૧-૦

પવિત્ર

# મોહિની.

પ્રેમી ભાઇઓ અને નિતીપાત્ર બહેનો માટે


પસિદ્ધ કર્ત્તા..

## જાગીરદાર વાગભારથી ઉર્ફે અમ્રતભારથી
## સુરજભારથી સ્વામી

સ્થળ મોજે ઓગણજ અને અમદાવાદ
દુધાધારીની વાડીના.


વિનય સત્વ લેનાર જે, પરખી લે પરમાણ;
પવિત્ર મોહિની શું હશે, જાણ્ય એજ તુ શાણ,


આવૃતિ પહેલી

ધી જયન્તિ પિન્ટિંગ પેસ—અમદાવાદ.

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬

કીંમત ૦-૨-૭

# अर्पणपत्रिका.



### રાહ. હરિગીતની દેશીનો.

શુભ નામ નરશીભાઇનું મુજ હૃદયથી ભૂલાયના,
તે કારણે આ બૂક અરપુ પ્રેમથી ધરી ચાહના;
અશલાલી ગામે સ્નેહી નામે એક નરશી ભાઇ છે,
જેણે ધરી ઉર ઉલટને એક બાંહ્ય હરિની સાહી છે;
પ્રેમી પ્રતાપી દેહ જે વિવેકને વહાલો ગણે,
પરમારથે ધાઇ સદા દૂરીજનોને તે હણે;
એવી છે જેની ટેવ તેને સાહ્ય કરજો શ્રી હરિ,
આ લઘુ બનતી બૂક તે અર્પણ કરૂ પ્રિતી ધરી;
એક નામ નરશી ભાઇ બીજા ભ્રાત ઝીણા ભાઇ છે,
નિતી પરે પ્રિતી ઘણી રીતિ સ્વભાવે ન્યાઇ છે;
પર દુઃખ દેખી દિલ તપે દિલ થઇ ઉદાર દયા ધરે,
કોઇ દુઃખી જન શરણે રહેતો તેહનાં કષ્ટો હરે;
એવા જે બંને ભ્રાત જ્ઞાતે શુદ્ધ ઉત્તમ લેઉવા,
છે ધન્ય ખોધાભાઇને જે પુત્ર રત્નો ખેઉઆ;
પ્રખ્યાત કુળ કાયા ધરી છે ધન્ય તેઓ કામને,
હે દેવના પણ દેવ દેજયો સ્હાય બંને નામને.

તા. ૨૧-૬-૦૬ કર્તા,

જાગીરદાર. વાગભારથી ઉર્ફે
અમૃતભારથી સુરજભારથી સ્વામી.

# પ્રસ્તાવના.

---

**વિદ્વાન અને વિનઇ વહાલી બેહેનો ? અને ભ્રાતો ?**

આ પુસ્તક મેં મારા પૂરા પ્રેમ પુર્વક સહગુણ સંપન્ન કર્તા અને સ્વધર્મ જાણ વિનઈ બેહેનો તથા ભ્રાતોને માટે પ્રગટ કરવા નિશ્ચય કરેલો છે. એનો હેતુ એવો છે કે—સદરહું પુસ્તક વાંચી સાર ગ્રહણ કર્તા. સ્ત્રી તથા પુરૂષ વર્ગ. ? આ દુનિયાના ચાલતા ઓહોળા વેહેમના ભાસથી વેઠતાં નુકશાનોથી વિરક્ત થાય ? એટલુંજ નહિં પણ **કામણ** અને **મોહીની**ના જંત્ર મંત્રના વેહેમી વલણથી મુક્ત થઈ સાવચેત બને એજ છે.

આ દુનિયામાં ખરી ચીજ **સ્વાર્થ** છે એ સૌ કોઇ જાણે છે એટલે ટુંકામાં કહીએ તો સ્વાર્થ વગરની કાંઈ પણ બાબત છેજ નહિં એ દ્દઢ છે. તો તે ઉપરથી વિચાર કરતાં જણાશે કે—કેટલાક ગ્રંથકારો પૈસાની પ્રાપ્તી કરવાને; મેહેરબાની યા આબરૂ મેળવવાને; કે કોઇ પણ બીજા કારણ અર્થે સારાં પુસ્તકો તૈયાર કરે છે. પરંતુ હું તો ફક્ત મારો ઉપર જણાવેલો હેતુ પાર પાડવાની આશા રાખી. આ પુસ્તક આપ સુજ્ઞ બેહેનો તથા ભ્રાતોને ઉપયોગમાં લેવા સારૂ પ્રગટ કરૂંછું તે સ્વિકાર કરી. અતથી ઇતિ સુધી વાંચી જવા તસ્દી લેશો. એ મારો પ્રથમ ઉદ્દેશ છે.

સજ્જનને સુચવું સદા, એવી મારી ટેવ,
નિતિ રીતિ રાખતાં, રેહેશે રાજી દેવ;
માટે કહુંછું માનજો, હે બેહેનોને ભ્રાત,
મનરૂપી તરવાર લઇ, સાબિત કરજો વાત.

હે ભ્રાતો તથા બેહેનો ? આપની સ્વલ્પ શેવામાં હું એક અલ્પ મનુષ્ય પ્રાણી સ્વદેશમાં ઉછરાએલો. તે સદ્દમિત્રોના સંહવાસથી દિનપ્રતિદિન દર્પણરૂપ દુનિયાના ચિતારો હૃદયમાં લેવા ઉત્સાહ રાખી ઝીણી દ્રષ્ટીએ અવલોકન કરતો હતો તેમાં મને આ વિષય લખવા રૂચી ઉત્પન્ન થવાથી મારે કબજે નહિં રેહેનાર મારી જનુંની જીજ્ઞાસાએ મને અતિ સત્વરે પગલું ભરાવ્યું છે.

વિચાર કરતાં વળી એમ પણ જણાયું કે સંસારમાં રહી સર્વે બાબતની નિપુણતા ગ્રહણ કર્યા સિવાય કોઈ પણ બાબત પબ્લિકમાં મૂકવી એ યથાર્થ નથી—તો પણ છેવટે આ અરજના અંતમાં મારે જાહેર કરવાનું એજ છે કે, આ પુસ્તકને સત્વરે બાહાર પાડવાનો હેતુ જુજ અનુભવ થએ પણ એવો સિદ્ધ થયો કે—ચાલતા જમાનામાં કેટલાંક તરૂ વયમાં. સ્ત્રી પુરૂષો. કામણ અને મોહિની એ શું છે તેનો પુરો અર્થ પણ જાણતાં નથી. છતાં તેમાં ચમત્કાર માની, તેનાં ભાવિક ભક્તો થઇ જ્યાં ત્યાં દીપકના પતંગીયાની માફક વેહેમના વમળમાં ગોથાં ખાયાં કરે છે. અને છેવટે જેમ માછી બુદ્ધિ વગરનાં મુંઢ માછલાંને છેતરી પોતાની જાળમાં ફસાવે છે તેમજ જંત્ર મંત્ર અને તંત્રના કરનાર ઢોંગી ધુતારાઓ બિચારાં અજાણ અને ભોળા દિલના મનુષ્યોને વેહેમની ભૂતીમાં ભરમાવી પોતાની દુષ્ટ મુરાદ પાર પાડે છે. એવા મને કેટલાક બનાવો દ્રષ્ટીગોચર થવાથી મારા મનમાં આ વિષયને માટે કેટલાક તુરંગોએ પ્રવેશ કીધો, જેથી લખી બાહાર પાડયો છે એનો તમામ સાર લક્ષમાં લેશો તો જણાશે કે મનુષ્યના સદ્ગુણો એજ મોહિની છે અને બાકીના સઘળા ઢોંગ છે.

ના. સદર

# મોહિની.



**સજજનોને સારી સલાહ.**

શુભ સજ્જનની પ્રિતથી, દુઃખ તેતો દૂર જાય.
મિત્ર મળે જો સદ્ગુણી, તો સુખજ બહુ થાય.
સમજુ ચાલે સત્યથી, શુભ પુસ્તક લે સાર.
નિશદિન ચાલે ન્યાયમાં, પુસ્તક હૈયા હાર.
એમજ પુસ્તક શુધ્ધથી, સદા સાર લેવાય.
સદ્ગુણી સાધુ સમું, એ પુસ્તક કેહેવાય.
માટે પ્રેમી વાંચશે, શુભ પુસ્તક નો સાર.
સંગત સાચી નહિં ચહે, તે કરશે કુરકાર.

**હે ભ્રાતો અને બેહેનો ?**

આ સંસારમાં દુઃખ વગરનાં જે કે જેને કાંઈ પણ ચિંત્તા નથી. એવાં મનુષ્યો તો જવલ્લેજ હશે. પરંન્તુ દુઃખરૂપી દરિઆમાં ગોથાં ખાનાર ઘણાં મનુષ્યો મળી આવે છે. તે પૈકી જેઓ અજ્ઞાનના લીધે સ્વતુરંગોને તાબે થઈ જ્યારે દુઃખ મડે છે ત્યારે નિતિનું પુસ્તક કે સજ્જનની સલાહ નહિં લેતાં જંત્ર મંત્ર અને તંત્રના જાણવાવાળાની સોબત શોધે છે અને છેવટે તેઓ પાયમાલ થઈ તેમાં સુખ નથી જોતા ત્યારે અકળાઇ ને પાછા વ્યસનીઓ જેવા કે–**ભાંગ, મદિરા** વગેરેની લેહેજતમાં નીશદીન ગિરફતાર બની રેહેનારની શોબતમાં પડી વધારે. દુઃખી હાલતમાં આવી જાય છે તેવા કમ અક્કલ વાનને સાચી સલાહ એ છે કે–

આ જીંદગીમાં મનુષ્યને પડતાં સંકટો સહન કરવાના ત્રણ સાધનો છે. તેની પીછાણ રાખી પસંદ કરવામાં બહુ સાવધ રેહેવાની જરૂર છે. (૧) એક તો એ કે. પ્રમાણિક મીત્ર. (૨) વફાદાર સ્ત્રી. (૩) નિતિનું પુસ્તક એ ત્રણજ સાધન છે. જેમ સાચો મિત્ર ને વફાદાર સ્ત્રી. સંકટના સમયે ધૈર્યતા આપી તારનાર ન્હાવ રૂપ બની માર્ગ દર્શાવે છે. ? તેમજ નિતિનું પુસ્તક પણ. સાચો સ્નેહી થઇ પડવાને સર્વ પ્રકારે લાયક છે.

જેઓને પ્રમાણીક મિત્ર અને વફાદાર સ્ત્રી ના હોય. માબાપ તથા વાલીં વારસ વિગરે છેટે હોય, શિક્ષક તથા ધર્મ ગુરૂ મળી શકતો ન હોય. ત્યાં તથા સુધરેલી મંડળીના સંયોગથી બે નશીબ હોય, તેઓને સાચી સલાહને સાચો ઉદેશ આપનાર એવા પ્રસંગે ફક્ત નિતિનું પુસ્તકજ સ્હાય કરે છે.

વળી ધારો કે શુદ્ધ પુસ્તકનું માહાત્મ કેવું છે કે—મિત્ર અથવા સ્ત્રી તેતો કદાચ પ્રેમ પરખવાને માટે પણ ક્ષણ વખત બદલાઇ જઈ પોતે બેવફાં બની શકે ખરાં ! પરન્તુ એવું જે નિતિનું પુસ્તક છે તેતો ક્ષણ માત્ર પણ પોતાની વફાદારી છોડતું નથી. કોઇ માણસ પોતાનું નશીબ અજમાવવાને પ્રવાસમાં જાય, દરિઓ ભેંગવે, કે કાયર થઇ ડુંગરો કે જંગલોમાં અફળાય, યા કોઈ એકાન્તમાં આરામ લેવાને જાય તો તેવા પ્રસંગે એક જગતકર્તા સિવાય તેનો સાચો સાથી કોણ છે ? તે વાતચીત કોની સાથે કરશે ? તેને મીઠાશની ઉમેદ કોણ પૂરી પાડશે ? કોઈજ નહિ—પણ ફક્ત સારૂ નિતિનું પુસ્તક તેજ.

**માટે હે ભાઇઓ**—સર્વ પુસ્તકો ઉપયોગીને સદ્વિચાર દર્શક છે એમ નજ સમજવું. કોઇ લાભ યુક્ત અને કોઇ તદન ખોટા તુરંગો ઉપજાવે એવાં પુસ્તકો પણ ઉત્પન્ન થાય છે. જેમકે

ઘઊં પેંદા થાય ત્યાં કાંકરા છોતાં વિગેરે તેનાં સોબતી પણ તેની સાથેજ અવતરે છે. પરન્તુ કીંમત ખરચી ખરીદ કરનાર મનુષ્ય તો ફક્ત ઘઊંજ ઉપયોગમાં લે છે. તેવીજ રીતે શુભ પુસ્તકને અંગે બીજાં પણ કેટલાંક પુસ્તકો ઉત્પન્ન થતાં હશે ખરાં ? પરન્તુ ઘઊં-રૂપ જે પુસ્તક વાંચેથી આપણી મુરાદ પાર પડે તેજ પુસ્તક ગ્રહણ કરી તેનો સાર અવસ્યે મનન કરવો જોઇએ. કે જેથી કરીને જીંદગીની અનેક ફરજો આબેહુબ ચિતારથી હૃદયને રોશની ઉપજાવ્યા સિવાય રહેશેજ નહિં.

**પ્રિય જનો !** આપણામાં સાધારણ એવી કહેવત ચાલે છે કે-"જેવી સોબત તેવી અસર." તે કહેવત એકલી મનુષ્યનેજ નહિં પણ પુસ્તકો આહકવામાં પણ લાગુ પડે છે. માટે હે નિતિવાન ભ્રાતો ! જો કે તમે પ્રમાણીક મીત્ર અને વફાદાર સ્ત્રી એ બેથી કમનશીબ હો ! તો છું મંત્ર, તંત્ર. એ જાણનારા ઢોંગીઓને ખોટા માની કેળવાએલા ગ્રંથકારોનાં શુદ્ધ પુસ્તકો વાંચી સાર ગ્રહણ કરો. કે જેથી કરીને તમારા સઘળા વેહેમોનો નાશ થઇ. શુદ્ધ છાપની મનમાં વૃદ્ધિ થશે. અને હંમેશાં સુખ તથા સંતોષ મળશે.

## (૨) સ્ત્રી પોતાના પતિને તેમજ સાસુ સસરા વગેરેને શી રીતે વશ કરે ? તે વિષે.

કેટલીક બહેનો આપણા હિન્દુ રીવાજ મુજબ લગ્ન થયું કે-તુરતજ પોતાના પિતાનું કુટુંબ અને ઘર છોડી સાસરીઆંના કુટુંબમાં પ્રવેશ કરે છે. કેટલાંક કુટુંબોમાં બાળલગ્ન થવાથી તેમજ સ્ત્રી કેળવણીની ખામી હોવાથી સાસરે જનાર પ્રેમદાને તેના સાસરીઆં તરફથી દુઃખ રૂપી દરીઆના વેંહેંનમાં ઉપરની ખામીએ લીધે તણાવું પડે છે.

તેમાં કેટલીક બહેનોને તેઓની નણંદ, ભોજાઇ, દેરાણી તથા જેઠાણી વીગેરેથી બીલકુલ બનાવ હોતો નથી. તેથી તેઓ હમેશાં શેહેજ વાતમાં લઢી પડી એક બીજાને મેહેણાં ટુણાં દેઈ પોતાના શરીરોમાં સંતાપ ઉત્પન્ન કરે છે અને તેથી કરીને તેના ઉપર તેનો પતિ તથા તેની સાસુ સસરો વિગેરે પણ ઇતરાજી થાય છે અને દીનપ્રતીદીન તેના ઉપરથી પ્રેમ ઓછો કરી તેની પ્રતે દ્વેષ દ્રષ્ટીએ જીંદગી સુધી જોયાં કરે છે જેથી અંતે તે બાઇનાથી સઘળાંની ઇતિરાજીને કલેશ સહન નહી થવાથી કાયર થઈ પોતાના સાસુ સસરા અને પતિ વિગેરેને વશ કરવાને ધુતારા, કોઇ કામણટુંમણીઆ મનુષ્યની શોધ કર્યા કરે છે. છેવટે તેને ઢોંગી ધુતારો કોઈ મળી આવવાથી તેનું તન મનને ધન, હરણ કરી કામણભૂતીમાં લલચાવી ઘણું દ્રવ્ય હરણ કરે છે એટલુંજ નહી પણ તે ધુતારો પોતાની હરેક દુષ્ટ મુરાદ પાર પાડે છે. જેમાં કેટલાક તો એવા પણ બનાવ બને છે કે એવાં કર્ત્તવ્યોથી એ પાપીષ્ટ પ્રેમદા પોતાના પતિ, સાસુ, સસરા વિગેરેપર પાપ દ્રષ્ટીએ જોઇ તેઓના અમુલ્ય પ્રાણ ઇશ્વરના શરણ કરે છે. જેથી તેનું પાપ ખુલ્લુ થઇ તે પાપીણી દુષ્ટ સ્ત્રી આ લોકમાં અપજશના હવેલામાં વાશ કરી પરલોકમાં નર્કવાસ ભોગવે છે, એટલુંજ નહી પણ તેના જેવી બીજી કુર વિચારવાળી સ્ત્રીઓ પણ તેની માફક કર્મ કરાવાને આતુર થઇ ખોટાં કૃત્યો કરે છે, જેથી તેઓ જીવતાંજ નર્ક એટલુંજ નહી પણ શ્વાનની પેઠે પોતાનો અવતાર ઘણાં કષ્ટ સાથે પાર પાડી અંતે નર્કવાસે જાય છે, માટે **હે વહાલી બહેનો** તમે તમારા મનને વિચાર કરો કે એવાં કર્મ કરનાર કોઈ પ્રેમદા સુખી થશે ખરી ? ના ના કદી સુખી નહીજ થાય, માટે એ ખરાબ તંત્ર મંત્રને જાદુઇના ખોટા ભાસ દૂર કરી એને તદન જુઠું જાણી, **પ્યાર અને હેત રૂપી**

**કામણ** સત્ય સમજી **પ્યાર** અને **હેત**ની જાદુઈ તમારાં સાસરીઆં ઉપર ચલાવો કે જેથી કરીને સઘળાં તમારા સ્વાધીન જરૂર થશેજ.

**હે બહેનો! પ્યાર** અને **હેતથી** સઘળાં પ્રાણીઓ, જેવાં કે મનુષ્ય સિવાય જંગલમાં ફરનારાં અતિ ઘાતકી પ્રાણી પણ વશ થઇ બકરી જેવાં બની જાય છે. તો તમારાં સાસરીઆં જે મનુષ્ય છે તે વિચારો કે પ્યાર અને હેતથી કેમ વશ નહિજ થાય ? તેનો વિચાર કરો. તે કદી વશ થયા સિવાય રેહેશેજ નહિ. ઘણો પૈસો વાપરેથી તેમજ હથિઆર વાપરેથી જે કામ થતું નથી. તે કામ ફક્ત **પ્યાર** અને **હેત**થી એવું થાય છે કે લાખો રૂપૈઆ ખરચે પણ તેવું થઇ શકતું નથી. માટે **પ્યાર** અને **હેત** એજ ખરૂં કામણ અને મોહિની છે. માટે હે બહેનો! તમે જૂદા કામણને તજી આ કામણનો ઉપયોગ કરો કે તમારાં સાસરીઆં ગમે તેવા સ્વભાવનાં ગરમ હશે તોપણ તુરતજ શાંન્ત અને નરમ પડી તમારે સ્વાધીન થશે.

અતિ દુઃખ દેનારાં એવાં નિષ્ટ સાસરીયાંનું દુઃખ ખમનાર પ્રેમદા ફક્ત બે ચાર અઠવાડીઆંજ એક સરખો પ્રેમ રાખી કડુ વચન સાંભળ્યા છતાં નહિ લેખી પાછળથી તપાસશે. તો ખાત્રી થશે કે સઘળાં સાસરીઆં તેના વશ થયા સિવાય રહેશેજ નહિ. કેમકે સઘળુ સહન કરી પાછો ઉતર નહિ મળે જેથી તેઓ પોતાના અવગુણો છે એમ લેખી બકરીની માફક બની વશ થઇ ગયા સિવાય રહેશેજ નહિ.

જે બહેનો ખૂબ સુરત નહિ હોવાને લીધે અળખામણી બની દુઃખના દરિઆમાં ડબકીઓ ખાતી હશે. તો તેવી બહેનો પણ કામણરૂપી કામ કરી **હેત પ્યાર**ના સરખાવટમાં રહી ચાલશે તો

જરૂર તે પણ પોતાના પતિ અને ઘરનાં બીજા માણસોનું ચિત્ત હરણ કરી તેણીગમ ખેંચી લેશે. એમાં કાંઇ સંશય નથી.

**હે બહેનો !** આ હકીકત ધ્યાનમાં લેતાં જે બહેનોને સાસરી તરફનું સુખ લેવું હોય ને સઘળાંને વશ કરવાં હોય તો મારી નીચેની હકીકત ધ્યાનમાં લેઈ તે પ્રમાણે ચાલો કે જેથી કરીને આખી જીંદગી સુખમાં ગાળશો.

(૧) સાસરીનાં તમામ માણસોને ખરા જીગરથી વ્હાલાં. (૨) તેઓની સર્વે મરજી પૂરી પાડવી. એટલે તેઓના તમામ હુકમોને તાબે થવું. (૩) તેમને જે કાર્યમાં દુઃખ ઉપજી દિલગીરી થતી હોય તે કામ તમારે શિર લેઇ લેવું. (૪) તેમની તબીયત બગડે તો ખરા અંતઃકરણથી પ્રેમ આણી પ્રેમનાં આંસુ લાવી તેમની ચાકરીમાં તલીન રેહેવું. (૫) સુખાકારીના વખતમાં તેમનું મન **પ્યાર** ભરેલા મધુર ભાષણથી ખુશ કરવું. (૬) સંકટના વખતમાં તમારી આંસુની ધારાથી તેમનું હૃદય ભીંજવી નાંખવું. (૭) નઠારાં અને કડવાં ગમે તેવાં વચન બોલે તે સહન કરી પાછાં સોંપ્યા વગર ગાંઠે બાંધવાં અર્થાર્થે પાછો ઉત્તર કરવો નહિ.

**હે બહેનો !** તમે ઉપર મુજબ વર્તી જુઓ. જેથી હું તમોને ખાત્રી આપુંછું કે–જો તમો ઉપર મુજબ વર્તશો. તો તેઓ ગમે તેવા બૂરા સ્વભાવવાળાં હશે તોપણ જરૂર તેઓ તમારા વશ થયા સિવાય રહેશેજ નહિ.

જુઓ કે પ્રથમ આવતો અમલદાર પોતાના તાબાના નોકરો અને પ્રજાપર છાપ પાડવાને પોતે સખત પરિશ્રમ લેઈ કામની સારવાર સારી રીતે બજાવે છે તેવીજ રીતે ઉલટારૂપમાં

જો કે છાપ પાડવાને કે સઘળાંને વશ કરવા ચહાતાં હો તો ઉપર કહેલી સાત હિત શિક્ષાનો પરિશ્રમ લેવો. કે જેથી ફરીને પછી તેનો બદલો તમોને એવો મળશે કે— આખી જીંદગી તમો અભય પદરી આનંદ ભેર ગુજારશો. સઘળાં તમારે વશ થઇ તમોને પૂછી વાત ચીત કરશે. અને તમારી છાપ તેઓના પલે એવી બેસશે કે તેઓ સદા આધીનતા ભોગવી તમોને સદ્ગુણીની છાપ આપી તેઓ તમારા વશ થશે. માટે તેઓને વશ કરવાનું મુખ્ય સાધન **કામ એજ કામણ** અને તેમના દરેક હુકમનો સ્વિકાર **પ્યાર** સાથે કરવાથી **પ્યાર અને હેતરૂપી મોહની**ને લીધે તેઓ વશ થઇ બકરી જેવાં થઇ જશે.

ઉપરની રીતથી ઉલટી રીતે ચાલનાર બહેનોને જે જે તિરસ્કાર ખમવા પડે છે. તેઓ ઉપરની શિક્ષા ધ્યાનમાં લેશે અને જૂઠા તંત્ર મંત્રને કામણની વિદ્યાનો શોધ છોડી દેઈ આ શુદ્ધ **હેત પ્યારની મોહિની**નો ઉદેશ રાખશે તો ખાસ કરી તે પણ પોતાનાં સાસરીઆંને વશ કરી પોતાની યોગ્યતા પબ્લિક કરશે અને તેઓ પણ સારીજ છાપ પાડશે.

ઉપરની શિક્ષા ધ્યાનમાં રાખી વર્તનાર પ્રેમદા સુખ મળેથી આખો ભવ સુખી સ્થિતિમાં કાઢશે. અને અબળા, અવતારનો સારો લ્હાવો લેઇ અંતે સ્વર્ગે વાસ કરશે એવી શાણી અને જીંદગી સુધારવાને ચિંત્તા રાખનાર વહાલી બહેનોને એક ભોળી સ્ત્રી વિશેનો નહાનો દાખલો નીચે મુજબ આપવા શરૂ કરૂછુ તે ધ્યાનમાં રાખશો.

**દાખલો**—સાસરીઆં તરફથી તેમજ તેના પતી તરફથી એક સ્ત્રીને ઘણો તિરસ્કાર થવાથી અતિ દુ:ખના આવેશને લીધે તેણે

સઘળાંને વશ કરવાને કામણટુંમણ અને મંત્ર તંત્ર વાળા મનુષ્યોની જ્યાં ત્યાં શોધ કરવાને ફાંફાં મારવા માંડ્યાં શોધ કરતાં એક પવિત્ર બ્રાહ્મણ તેને મળી આવ્યો તેણે તે સ્ત્રીને કહ્યું કે હું સઘળુ જાણુંછું માટે હું તારૂં દુઃખ ક્ષણવારમાં નાશ કરીશ. માટે તું થોડી સાકર લાવે તો હું તને મંત્રી આપુ જેથી તારૂં દુઃખ નાશ પામશે. તે સાંભળી કાંકરી સાકરને બદલે તે સ્ત્રી તે બ્રાહ્મણને એક માસ ચાલે એટલી સાકર લાવી આપવાને તત્પર થઈ. વળી તેનું હૃદય જોવાને બ્રાહ્મણે જે જે હકીકત કહી તે તે કરવાને તે સ્ત્રીએ પોતાને શિર લીધું એટલે જો કે તેને ખરો ઢોંગી ને ધુતારોજ મળ્યો હોત તો કેટલુંક દ્રવ્ય સમેટી જાત એટલુંજ નહિ પણ તે તેની તમામ નિષ્ટ મરજી પાર પાડી શકત આ પ્રમાણે આ સ્ત્રી વર્તવાને તૈયાર હતી. તે સઘળી પરીક્ષા આ સુજ્ઞ બ્રાહ્મણે કરી. અને અંતે પછી તેને કહ્યું કે હે બહેન! મારે બીજું કાંઇ જોઇતું નથી. પણ આ ચપટી સાકર મંત્રી આપુછું તે તું બરાબર સાચવી રાખજે. અને જ્યારે તને તારાં સાસરીઆં અગર તારો પતિ તને કાંઇ પણ બોલે અથવા ગાળો દે, તે વખતે તું એકદમ આ સાકરમાંથી એક ગાંગડો મોંઢામાં ઘાલી રાખી ચુસજે. તે વખતે જરા પણ બોલીશ નહિ. અને સામો ઉત્તર વાળીશ નહિ જેથી આ **મોહની** એવી છે કે તે થોડા દીવસમાંજ તારા વશ થશે. સ્ત્રી તેજ પ્રમાણે તેને હમેશાં ગાળોનો વરસાદ વરસે તો પણ જરાએ બોલે નહિ ને વશ કરવાની આશાએ સાકરનો ગાંગડો ચુસવા લાગે એવું કરવા લાગી. તેનાં સાસરીઆં તેને ઘણું સતાવી બોલાવા કરે પણ તે આ કારણથી જ્યારે બીલકુલ ના બોલી ત્યારે થોડા દીવસમાં સઘળાંએ વિચાર્યું કે હવે આ વહુ બહુ સુધરી જણાય છે. બિચારી કાંઇ પણ બોલતી

નથી માટે હવે આપણે એને કોઇ દિવસ કાંઇ કહેવું નહિ એમ ધારી તેઓ તે સ્ત્રી પ્રતે ભાવ રાખવા લાગ્યાં જેથી તે સ્ત્રીએ જાણ્યું કે આ મંત્રથી મેં વશ કર્યા. પણ આ ઉપરથી આપણે સમજવાનું એટલુંજ છે કે કટુ વચન સઘળાં સહન કરવાથી સઘળાં વશ થયાં. માટે આપણે પણ તાબે રહી કહ્યા મુજબ કામ કરવું. અને બોલે તે સઘળુ સહન કરવું એજ **કામણ અને મોહની છે.** માટે સહનતા અને તાબેદારી તેવા પ્રસંગે કરવા ચુકવું નહિ કે જેથી કરીને સઘળાં આપણા પ્રત્યે ભાવ દ્રષ્ટી રાખે. અને આપણે તેમને માનીતાં થઇ પડીએ.

---

## અહા! પ્રિતી એ શું ચીજ છે? તે વિષે ટુંક હેવાલ.

પ્રિત બે પ્રકારની છે. એક નિર્મળ અને બીજી સ્વાર્થી અપવિત્ર પ્રિત છે. પ્રિત એ એક અદ્દભૂત ચીજ છે, પ્રિતીનું જેને ઓળખાણ છે તે મનુષ્ય ઘણું સુખ ભોગવે છે, પ્રિતી થયા પછી પ્રિતીપાત્ર મનુષ્યનો વિયોગ બહુ દુઃખદાયક થઈ પડે છે, પ્રિતી એ એક મોહની મંત્રનું ચમત્કારીક માધુર્ય છે, પ્રિતી એ એક પ્રકારનું વિલક્ષણ છે. પ્રિતીએ એક જ્ઞાનરૂપ ત્રીજા લોચનનો અંધાપો છે. આ સઘળી હકીકતમાં પ્રિતીમાત્ર હું ધારૂં છું કે સુખ દુઃખની વખતે ઘણી સારી રીતે તુલના કરી આપનાર ઇષ્ટદેવ છે. વિચારવાન મનુષ્ય પ્રિતીની બાબત બારીક રીતે વિચારશે તો તેનું મહાત્મ અજબ ભરેલું છે, એમ માલમ પડશે, જેને પ્રિતીની ઓળખાણ થએલી નથી, તે સ્ત્રી પોતાના પતિના અવિછીંન ભાવનું અવલોકન નહીં સમજવાથી હંમેશાં તિરસ્કારને પાત્ર રહે છે, અને પતિ તેજ

કારણથી હંમેશાં શોકાતુર રહે છે, આમ થવાથી સ્ત્રી પોતાના પતિને વશ કરવાનાં સાધન ખોળવાને જેમ તેમ ભટકે છે, અને સારૂ સુખ પામતી નથી, તેમજ સાસુ, નણંદ, દીઅર, જેઠ કે જેઠાણી વગેરે સ્વપતિ બાંહુના સાથમાં હંમેશાં અપ્રિય રહે છે

જ્યાં સુધી બાળલગ્ન અટકે નહીં, કજોડાં જોવાનો રીવાજ બંધ થાય નહીં. અને દીકરીનાં લક્ષણ ઓળખી માબાપ તેના ગુણ પ્રમાણે તેનો પતિ શોધી કાઢે નહીં ત્યાં સુધી સ્ત્રી કે પતિ કદી સંસારમાં રહી વફાદારીનું સુખ ભોગવતા નથી..

બધી સ્ત્રીઓ જો કે પ્રિતીનો ખરો અર્થ સમજતી હોય તો ભીંન ભીંન પ્રકારનાં કુલક્ષણ વાળી સ્ત્રીઓની સંખ્યા રહેજ નહીં. જો કે સાસુ થનાર સ્ત્રી પોતાની વહુ પ્રતે પોતાની દીકરી માફક પ્રેમ રાખી તેને હાડછેડ કે તિરસ્કાર કરે નહીં, તેના ઉપર મોટાઇ મેળવવાને ખોટું દબાણ કરે નહીં, તો તેથી તે સ્ત્રી સારી નીવડી પોતાની સાસુના ચલણ મુજબ પોતે પણ વર્તવા લાગશે અને તેથી કરીને ઘરમાં કોઇ દિવસ કલેશ કે લડાઈ થશેજ નહીં. અને હાલની કુછંદી સ્ત્રીઓની માફક પતિ વશ કરવામાં, સાસુ વશ કરવામાં વગેરે બાબતમાં ઘણા પૈસાની તેમજ આબરૂની ખુવારી કરે છે તે કરશેજ નહિં.

૧. સાચી પ્રિતી એજ મનરૂપી દર્દને શાન્તિ આપનાર હકીમ છે.
૨. સાચી પ્રિતી એ કષ્ટ પ્રસંગે ઉપયોગમાં આવનાર નાણાંરૂપ કીંમતી ખજાનો છે.
૩. સાચી પ્રિતી એ અંધકાર પામેલા અંતઃકરણનું અજવાળુ છે.
૪. સાચી પ્રિતી એ ઘાયલ દિલને રૂઝાવનાર અકસીર અને કીંમતી મલમનો પટ્ટો છે.

૫. સાચી પ્રિતી એ દિલગીરીના દરિઆમાં ડુબી ગએલા આદમ જાતને બચાવનાર નૌકા છે.

૬. સાચી પ્રિતી એ દુનિયા રૂપી વીંટીની અંદર પ્રકાશિત અને તેજોમય પ્રાણરક્ષક નંગ છે.

૭. સાચી પ્રિતી એ દુઃખરૂપી ધુંમરને નાશ કરનાર આકાશ રૂપી કિર્ણ છે.

જ્યાં પ્રિતી છે ત્યાં દ્રવ્ય—ઉદ્યોગ—સંપ અને વિશ્વાસ રહે છે. માટે ભાઇઓ તથા બ્હેનોને વિનંતી કરવાની કે—આ દુનીમાં તમારે સુખ ભોગવવાની ઇચ્છા હોય તો પ્રેમ એ ચીજ પોતે તજશો નહીં. અને હંમેશાં નિર્મળ પ્રેમ જારી રાખજો કે સુખી થશો, જ્યાં ખરા પ્રેમની સીમા પરખનાર છે ત્યાં તે પ્રેમને કેવો ગણે છે તે વિશે નીચેની શાખીઉપર ધ્યાન ખેંચશો.

## પ્રેમીઓમાં અને આપણામાં શો ફેર છે? તે વિષે.

ગૃહસ્થો ? પ્રેમી પાત્રોમાં અને પ્રેમની બીન પરીક્ષા વાળા મનુષ્યોમાં શો ફેર છે ? પ્રેમી કેટલે દરજ્જે વધી શકે છે ? તે તો જુઓ ?

સ્વાર્થ ત્યાગ એ પ્રેમીયોની મજેહ છે, પણ આપણે તો જરાએ સ્વાર્થ છોડી શકતા નથી. બીન પ્રેમી માણસો થોડી અને જુજ નુકશાની માટે લડી મરે છે અને કેટલુ બધુ મન ખરાબ કરે છે ? પણ જુઓ કે— પ્રેમી પાત્રો તો મોટાં મોટાં રાજ્યો તજતાં પણ ક્યાં દિલગીરી લાવ્યાં છે ? ફક્ત સ્વાર્પણ એજ પ્રેમીયોતો પ્રેમનું રહસ્ય સમજે છે. પ્રેમીયોને સ્વાર્પણમાં જરાએ વિશેષતા લાગતી નથી. પણ આપણાથી તો એક પાઇ પણ ખરા અર્પણની રીતે અર્પણ થઇ શકતી નથી એ ખુલ્લુ છે.

પ્રેમીઓનું સ્વાર્પણ તે એજ કે પોતે એક બીજાને અર્પણ થઇ

જેવું; અને તે પણ એવી નિખાલસતાથી, એવી સરળતાથી, એવી બધાંથી, એવી નિશકામ વૃતીથી કે તેવી ઉત્તમ વૃતીથી આપણે તો એક પાન કે પાણીનો પ્યાલો પણ કોઇને આપી શકતા નથી. એવી ઉત્તમ વૃતીથી પ્રેમી પાત્રો એક બીજાને અર્પણ થાય છે. તો હવે ધારો કે જ્યારે એક બીજાં સ્વાર્પણ થાય તો પછી તેમની સ્થાવર યા જંગમ મીલકત તે તેમના સદ પ્રેમની આગળ શી વિશાત છે? માટે તેતો સ્વાર્પણ પેહેલાંથીજ થઈ ગએલું છે એમ તે સમજે છે અને એક બીજાનું જૂદું છે એવો ભેદ તેઓ સમજતાંજ નથી.

આપણે મરણથી કે દુખથી ઘણા ભયભીત બનીએછીએ પણ પ્રેમી પાત્રોને તો મૃત્યુ એ પ્રેમની રમત છે. અનેક પ્રકારનાં વિઘ્નો એતો પ્રેમીઓને પ્રેમની કસોટી છે.

પ્રેમ એ સાપ જેવા ઝેરી જીવને દોરડાં સમજે છે; પ્રેમ એ મોટી મોટી નદીઓ યા સાગરને એક ખાબોચીયા તુલ્ય ગણે છે; પ્રેમ એ સિંહ જેવા જબ્બર જનાવરને હરણ તુલ્ય જાણે છે. અને પ્રેમ એ લાંબામાં લાંબા રસ્તાને ટુંકામાં ટુંકો સમજી જાય છે.

આપણે અંધારાથી, ચક ચકિત હથિઆરોથી, ભય ભિત રસ્તાઓથી, થાક અને મેહનતથી, અને એવી એવી કેટલીક બાબતોથી ડરીએછીએ પણ પ્રેમીઓ એમાંની કોઈપણ બાબતથી ડરેછે? નાકદી નહીંજ,તો પ્રેમ કેવો આશ્ચર્યદાયક હીરો છે? અને ખરો પ્રેમ એની કાંઇ પણ સીમા તમારી નજરે આવે છે?

અહો? **મનોનિગ્રહ** એ તો પ્રેમની સ્વભાવિક્તા છે. ભાઇઓ પ્રેમની ઉચ્ચત્તા તો જુઓ? હજારો વર્ષ જપ તપ કર્યા છતાં જે મળી શકે નહીં તે કઠીણ મનોનિગ્રહ એને તો પ્રેમીયો સ્વભાવિકતા લેખે છે. ઓહો! શું આશ્ચર્ય? આવો પ્રેમ આપણે રાખીએ તો

કેવા વૈભવવાન ગણાઇએ ? વાહ વાહ ! પ્રભુ આવો પ્રેમ અમોને મેળવો મેળવો એમ અમે વારંવાર નમ્ર થઇ પ્રાર્થના કરીએ છીએ.

## સાખી.

પ્રેમ કહે નહિં પ્રેમ છે, પ્રેમ તણો એ નેમ;
સાગરમાં સરીતા મળે, જુઓ વિચારી એમ.

મીઠાં નિર્મળ નીર તે, ખારા જળમાં જાય;
પવિત્ર પ્રેમદા પ્રેમથી, એમજ પતિને ચ્હાય.

પ્રેમ અજબ ચીજ વિશ્વમાં, સમજુ જન સપડાય;
મધુર વાસ જોઈ પુષ્પની, મધુકર કેદી થાય.

પ્રેમ જગતમાં ક્યાં હશે, પ્રેમે પ્રાણ તજાય;
ધન તન લજ્યા નવ ગણે, પ્રેમી પ્રેમને ચહાય.

વેલી વધે વર્ષા સમે, કરે વૃક્ષથી પ્રિત;
પ્રાણ ગએ તજશે નહિ, એવી જેની રીત.

જળ પય સંગે પ્રેમમાં, વેચાશે શુભ રીત;
દુગ્ધ થશે અગ્ની પરે, જળ પહેલુંજ ખચિત.

સત્ય પ્રેમ તે જાણવો, સુખ દુઃખ સાથી જેહ;
કષ્ટ પડે અર્પણ કરે, ધન તન પ્રેમી તેહ.

માછી જળ વિયોગથી, મરે તરફડી જેમ;
પ્રેમ પરિક્ષક પ્રેમ વિણ, ફરે જગતમાં તેમ.

## સુખ એ શું ને ક્યાંથી મળે છે.

આ સંસારમાં સર્વે મનુષ્ય પ્રાણીને સવાલ કરીશું કે દુનિઆમાં સર્વથી પ્યારી વસ્તુ કઈ છે? તો તેના જવાબમાં સર્વકોઇ જ્ઞાની કે અજ્ઞાની કહેશે કે " સુખ " છે તો મનુષ્ય માત્રમાં એટલે રાજા, જોગી, ભોગી કે દિન માણુસ હશે તે સઘળાં સુખની આશા રાખે છે **રાજા** પોતાના દ્રવ્ય, પોતાની વડાઇ, પોતાની હકુમત, પોતાની વફાદારી, અને ભોગેન્દ્રિઓથી સુખ માને છે, **જોગી** પોતાની સર્વે ઇંદ્રીઓને દુઃખ આપી નિયમમાં રાખી આગળ પણ સુખ મેળવવાની ઇચ્છા રાખતા હશે. **ભોગી** જનો પોતાના તન, મનની, ધનની અને બુદ્ધિની ખુવારી કરી અનેક પ્રકારનાં સંકટ ભોગવ્યા છતાં પોતે માની લીધેલું સુખ ઉત્તમ છે એમ ગણે છે. અને **રંક** પણ એજ ક્રમાનુસારે પોતાને જે બાબત પ્રિય છે તેમાં સુખ ગણે છે. પરંતુ સુખના પ્રકાર અનેક છે તે વાત ઉપરની હકીકત ધ્યાનમાં લેશો કે તે સીદ્ધજ થશે. તો તે સર્વ સુખ કરતાં ઉત્તમ સુખ કયું છે તેજ માત્ર સવાલ કરીશું તો સર્વેકો જ્ઞાન દ્રષ્ટીથી જવાબ દેતા કહેશે કે ખરૂ **સુખ સ્વર્ગનું** છે તો તે સુખ મેળવવાનું ખરૂ સાધન "વિદ્યા" છે. કહ્યું છે કે—

### શ્લોક

કામધેનું ગુણા વિદ્યા, અકાળે ફળ દાયની;
પ્રવાસે માતૃ સદ્દશી, વિદ્યા ગુપ્ત ધનં સ્મૃતં.

**એનો અર્થ એજ છે કે**—વિદ્યાના ગુણો કામધેનું ગાયની માફક છે, અકાળ વખતે તે ફળદાયક છે, પ્રવાસમાં પણ માતાની તુલ્ય વિદ્યાદેવી રક્ષણ કરે છે વળી તે ગુપ્ત અને અખુટ ધન છે

આ પ્રમાણે વિદ્યાના ગુણો છે માટે દરેક મનુષ્યે વિદ્યા અવશ્ય સંપાદન કરવી કે જેથી કરીને જગતમાં અભણ અને મૂર્ખ માણસ નીચે ધંધાને આધિન થઇ દિન સ્થિતિ ભોગવે છે તેની પેઠે તે દુઃખ નહીં ભોગવતાં ખરા સુખથી પોતે પોતાનો નિર્વાહ કરશે એટલુંજ નહિં પણ ઉપર બતાવેલું **સ્વર્ગનું સુખ** જે કહેવામાં આવ્યું તે વિદ્યા પ્રાપ્ત થયા સિવાય તેનાથી કાંઇ પણ બનશે નહીં અને વિદ્યારૂપ લક્ષ્મી પોતાના હૃદય રૂપ ભંડારમાં રહેલી હશે તો જરૂર તે સુખ પામશે. વિદ્યા પ્રાપ્ત થઈ હશે તોજ જ્ઞાન, વૈરાગ્ય, સારૂ, નરસું, પુણ્ય કે પાપ સઘળુ વિચારી શકશે. નહિં તો અજ્ઞાને કરીને આ અવનીમાં વ્યર્થ જન્મ ગાળી પશુની તુલ્ય લય પામશે. શાસ્ત્ર કહે છે કે–

શ્લોક

દ્વે લોચન સર્વેશં, વિદ્યાણં ત્રીલોચનં;
સપ્ત લોચન ધર્મીનાં, જ્ઞાની અનંત લોચનં.

---

**અર્થ જે**—બબે આંખો પરમેશ્વરે સર્વે પ્રાણી માત્રને આપી છે પણ વિદ્વાનની ત્રણ આંખો શાસ્ત્રાર્થે ગણાયે છે ધર્મીષ્ટની સાત અને જ્ઞાની મનુષ્યને અનંત આંખો છે પણ જ્ઞાનીઓને કહેવા તે વિષે કહ્યુંછું કે—

શ્લોક

અક્રોધ, વૈરાગ્ય, જિતેદ્રીયત્વં, ક્ષમા, દયા, શાંન્તિ જનો પ્રિયત્વં;
નિર્લોભ, દાતા, ભય, શોકહીનં, જ્ઞાનસ્ય ચિન્હં દસ લક્ષણાંધી.

---

**અર્થ જે**—૧ ક્રોધ જેને છે નહીં, ૨ વૃતી વૈરાગ્યવાન છે. ૩ ઇંદ્રીનો જીત છે. ૪ ક્ષમાવંતુ છે. ૫ દયાવાન છે. ૬ શાન્તીવાન છે. ૭ જેને લોભ નથી. ૮ દાતારી પણું રાખે છે. ૯ પરમેશ્વરની ડર રાખે છે. અને ૧૦ જેને શોક કદી ઉત્પન્ન થતો નથી, એવા દશ પ્રકારના જે મનુષ્યમાં ગુણો છે તેને જ્ઞાની કહે છે, અને તેવાજ જ્ઞાની પુરૂષો કે જેને મહાત્મા યોગીષ્ટ કહીએ તેવાઓની પાસેજ **વશીકરણ વિદ્યા** હોય છે. ધારજો કે વશીકરણ વિદ્યા જાણનાર તે તો આ સંસારમાં સુખ ભોગવી પરલોકમાં પણ **સ્વર્ગનુજ** સુખ ભોગવે છે. કારણ કે વશીકરણના બે ભેદ છે. એકતો એકે જંત્ર, મંત્ર, તંત્રથી ધુર્ત વિદ્યાથી જગતને જીતવું તે, અને બીજી ખરી **વશીકરણ વિદ્યા** એજ છે કે આ લોકમાં સુખ ભોગવે અને પરલોકમાં પણ સુખ ભોગવે છે તેવી **સર્વોતમ વશીકરણ વિદ્યા** જેનું વર્ણન હવે લખવા શરૂ કરૂછું તેથી વાકેફ થશો.

આ દુનિયામાં ખોટા તરંગો ઉત્પન્ન કરાવી અકૂળાવી નાંખી ભયંકર દુઃખો પ્રાપ્ત કરનાર જે દુશ્મન સંસારના લ્હાવાથી દૂર રાખે છે. અને અનિષ્ટ કર્તવ્યો કરાવે છે એવા છ દુશ્મનો નીચે પ્રમાણે છે

(૧) ચૌદ ચોકડીનું રાજકર્તા વીશ ભુજાવાન કમળની પુજાથી શિવને રીઝાવનાર રાજ નિતિજ્ઞ મહા બળીષ્ટ રાજા રાવણનાં દશ શિષ્યો છેદી નંખાવી મૃત્યુ કરાવ્યું તે.

(૨) સગરરાજાના ૬૦,૦૦૦ પુત્રોનું નિકંદન કઢાવ્યું તે.

(૩) એક બ્રાહ્મણને નાળીએરી ઉપર ચઢી લટકવું પડ્યું અને અંતેપ્રાણ ત્યાગ કરવો પડ્યો તે.

(૪) હેલનની સુંદરતામાં ટ્રાયના બળીષ્ટ પેહેલવાન રાજાને ખરાબ ખસ્ત થવું પડ્યું તે.

(૫) દુર્યોધન જેવા બળીષ્ટ રાજા અને તેના રાજ્યનું સત્યાનાશ વાળનાર.
(૬) હિરણાકંસનું કમોત કરાવ્યું, તેમજ બીજો બનાવ એ બન્યો કે લુકમાન હકીમનો પણ નાશ કરાવ્યો તે.

ઉપર મુજબ છ દુશ્મનોએ મોટા મોટા પ્રાણાત્માઓને દુઃખ દીધું છે તે દુશ્મનો કીયા કહ્યા તે તમે પ્રેમી ભ્રાતો અને બહેનો સમજ્યાં હશો. તોપણ ફરી સંશય ત્યાગ કરવાને ખુલ્લુ કરી લખુછું કે,

**કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મચ્છર.**

ઉપર જણાવેલા ચોરો; તે કેવી રીતે દુઃખ દે છે તે દુઃખનો હેવાલ ધ્યાનમાં આવતાં આપણે તે ચોરોને વશ કરવાની જરૂર છે કે કેમ? તે આપ સુજ્ઞ જનોએ ધ્યાનમાં લેવા સરખુ છે.

**છ ચોરો પૈકી કામી વિષે; કવિત.**

તનની તાકાત જાય, ગાંઠથી ગરથ જાય;
નારી તણો નેહ જાય; રૂપ જાય અંગથી.
અત્યુત્તમ કર્મ જાય, કુળ કેરો ધર્મ જાય;
ગુરૂ તણી શર્મ જાય, મદન ઉમંગથી.
સદ્‌ગુણી રીત જાય જગમાં પ્રત્તિત જાય;
પ્રભુ થકી પ્રિત જાય, નિજ ચિત ભંગથી.
વ્યર્થ જપ તપ થાય, દાન માન જ્ઞાન જાય;
આયુષ્યમાં ભંગ થાય, વ્યસન અનંગથી.
ખાનપાનને ભુલાય, વ્યગ્ર ચિત બની જાય;
નુર શુર નાશી જાય; કામ છિછરંગથી.
ચોરી માંહે ચિત જાય, નૃપતી અતિ કોપાય;
આબરૂ વેરાઇ જાય, કામના કુઢંગથી.
સ્નેહીઓનો સ્નેહ જાય, વેહેરીઓ વિશેષ થાય;

સુખથી નહીં સુવાય, કામના તુરંગથી.
કહે વાગ ભારથી તે, મૃત્યુજ અકાળ થાય;
હાય એવાં પરિણામ, થાય છે કુછંદથી.

ઉપર મુજબ કામના પરિણામનો હેવાલ હૃદયમાં ધરી હે પ્રિય સજ્જનો ! તન, મન અને ધનનું શ્રેય કરવાને તે દુશ્મનનો ત્યાગ યાને તેને વશ કરવાનું ધ્યાન ખેંચો.

## (૧) કામ વશીકરણ વિધિ.

હરેક પુરૂષે સ્ત્રીનો અને સ્ત્રીએ પુરૂષના સંગનો અભ્યાસ ના કરવો. કેમકે કામપર બહુ પ્રિતી રાખી તે અભ્યાસ જારી રહે છે તો તેનું પરિણામ અંતે બુરૂ આવે છે કારણ કે તેમાં ધ્યાન રાખનાર વિષયને આધિન થઈ ઉપરના કવિતમાં કહેલા કૃત્યને પાત્ર બને છે. માટે તે બાબત ખાસ અટકાવ કરવો જોઇએ. શૃંગાર ઇત્યાદી પુસ્તકનો સત્સંગ પણ કદી નહિં કરવો જોઇએ. અને તેને બદલે વૈરાગ્ય સતક, સુંદરવિલાસ, અને શાસ્ત્રાર્થ પુસ્તકોનો ઉપયોગ વારંવાર સુધરેલાં સ્ત્રી પુરૂષોએ કરવો જોઇએ. સ્ત્રી અને પુરૂષે પોતાના ધંધા રોજગારના કામથી વિરક્ત થઈ તુરત સારાં અને વૈરાગ્યવાન પુસ્તકો વાંચવાનો અભ્યાસ રાખવો જોઇએ.

પુરૂષે વિચારવું કે પોતાની દીકરી યા બહેનપર કોઇ અવર પુરૂષ કુદ્રષ્ટી કરે તો કેમ થાય છે ? તે વાત ધ્યાનમાં રાખી બીજાની બેન, દીકરી કે સ્ત્રી તેવીજ સમજવી.

સ્ત્રીએ પોતાના ભાઇની જેવી લજ્યા રાખવી પડે છે. તેવીજ રીતે બીજા પુરૂષો પણ પોતાના ભાઈ તુલ્ય સમજી તેમની મર્યાદા તેવીજ રાખવી જોઇએ. અને પોતાના પતિ સાથે દ્રઢ મન રાખી નિતિથી પ્યાર રાખવો જોઇએ. અને પરપતિને હમેશાં પોતાના ભાત

તરીકે ગણવો જોઇએ. એકાંત સ્થળમાં સ્ત્રીએ પુરૂષોનો અતિ સંસર્ગ રાખવો જોઇએ નહીં. અને હમેશાં દયા, નિતિ અને ભક્તિમાં જીવાત્મા રાખી સદ્પુસ્તકોનો સાર ગ્રહણ કરવો જોઇએ. સંસારમાં રહી પુરૂષે સ્ત્રી સાથે સંગ રાખવાને નિયમિતપણે વર્તવું જોઇએ. અર્થાત્ મોહનો વધારો થાય તેમ નહિં વર્તતાં સ્વભાવિક સિરસ્તા પ્રમાણે જ્ઞાન વૃતીથી વર્તવું જોઇએ.

ઉપરની બાબત ગ્રહણ કરવાની આશા રાખનારે ખોરાકીનો નિયમ અને શરીરને કસરત આપવાનો ઉપયોગ કરવો જોઇએ. જ્યારે (કામ) શરીરને હરકત કરે ત્યારે ઇશ્વરનું ધ્યાન ધરવું. અથવા સારા માણસ જેવા કે ભાઇ બેન, માતા પિતા, ઈત્યાદીકની સાથે ભક્તિભાવની વાર્તા કાઢી પોતાનું મન શાન્ત રાખવું જોઇએ. વગેરે વગેરે બાબતો ખરી વિદ્યા જાણનારથી બની શકે છે, માટે અવશ્ય સદ્વિદ્યાનો ઉપયોગ કરવો જોઇએ.

## ( ૨ ) ક્રોધ વશીકરણ વિધિ.

પ્રથમ સવાલ કરીએ કે ક્રોધ કેમ ઉત્પન્ન થાય છે ? તો જવાબમાં ક્રોધ થવાનું કારણ વાદવિવાદથી, ધનની મગરૂરીથી, મશ્કરીથી, અભિમાની સ્વભાવથી, નિર્દયતાથી, અનિતીખોર કુટેવથી છળ અને કપટ વાળા પ્રેમથી એટલે એવા ગુણોવાન મનુષ્યોને વાત કરવાથી પણ સહેજમાં ક્રોધ ઉત્પન્ન થાય છે, દ્વેષ બુદ્ધિ વાળા માણસને બીજાનું સુખ જોઈ ક્રોધ ઉત્પન્ન થાય છે. તો આ પ્રમાણે ક્રોધ ઉત્પન્ન કરનારનો ક્રોધ વશ કરવો હોય તો કેમ કરવું કે—

ક્રોધ ઉત્પન્ન થાય કે તુરત ઠંડુ પાણી પીવું, અથવા મીષ્ટ પદાર્થનું તુરત ભોજન કરવું. સોથી એક સુધી ઉલટું ગણવું. ક્રોધ શરૂ થતાં બેઠા હોઇએ તો સુઈ જવું. અને ઉભા હોઇએ તો ચાલવા

માંડવું જોઇએ. એટલે કે તે વખતની રૂઢીને ફેરવી નાંખવા તુરત ઉપાય કરવો જોઇએ.

## ( ૩ ) લોભ વશીકરણ વિધિ.

લોભ એ પાપનું મુળ છે, લોભી થવાથી આબરૂની બીલકુલ ઓળખાણ થતી નથી. લોભને તજવો હોય તો સત્ય બોલવાની અને ધર્મ નહીં તજવાની સારા ચાર માણસો વચ્ચે પ્રતિજ્ઞા લેવી જોઇએ. વૈરાગ્યને નિતીનાં પુસ્તકો વાંચવાં જોઇએ. સત્યવાન પુરૂષોનો સંગ કરવો. તથા સંતોષનું સસ્ત્ર હંમેશાં પાસે રાખવું. અને અધર્મ તથા દુરીજનનો ત્યાગ કરવો જોઇએ કે જેથી લોભ કરવાની વૃત્તિ રહેશે નહી. અને તેથી સારી વૃત્તિનો વાસ થઈ અંતે આબરૂ પામી સદ્‌ રસ્તે પળાશે.

## (૪) મોહ વશીકરણ વિધી.

મોહ એ એક અજબ ચીજ છે. તે ચિતને વ્યગ્ર કરનાર અને મનોવૃતીને નચાવનાર નાહાંમ અને કટ્ટો દુશ્મન છે. તો એ દુશ્મનને તો અવસ્ય વશ કરવોજ જોઇએ.

પરવસ્તુપર દ્રષ્ટી નહીં કરતાં પોતાની વસ્તુથી સંતોષ માનવો; નિજ પુરૂષાર્થને ઉત્તમ ગણવું. દ્રષ્યમાન પદાર્થ તમામ વ્યર્થ સમજવા. સ્વાદીષ્ટ પદાર્થ અંતે કડવા થઇ પડે છે માટે તે સ્વાદ મિથ્યા જાણવો. અને મંત્રોચ્ચારના અર્થ પ્રમાણે મનને વશ કરી વધારે કોઈ અવરની ચીજ મેળવવા ચાહના નહિં કરવી. અને સત્ય-દયા-નિતિ-ભક્તિ અને શ્રધા. વિગેરે અમુલ્ય સુવાસ ભરેલાં કિમતી પુષ્પનો હાર હરદમ કંઠે રાખવો. યા હ્રદયની લાયબ્રેરીથી વિરક્ત નહીં કરવો કે જેથી મોહરૂપી કટ્ટો દુશ્મન તે જરૂર વશ થશે. અને તે વશ થયો કે સ્વર્ગપુરીનો સરળ રસ્તો મળશેજ એ વાત નિસંશયરૂપ છે એમ નક્કી જાણવું.

## (૫) મદ વશીકરણ વિષે.

મદ એ હરેક મનુષ્યને વિપરીત પરિણામ આપનાર જબરો રીપુ છે અને તે રીપુ જ્યાં ધન-વિદ્યા-જોબન અને હોદ્દો એ ચાર પૈકી હરેકનું જોર હોય ત્યાં વાસ કરવા તત્પર થાય છે. અને તે જ્યાં વાસ કરે છે તે ઠેકાણે અતિ કનિષ્ટ પરિણામ લાવે છે અને કનિષ્ટ ઘા પાડે છે તે જીવત પર્યંત વિસરતો નથી. માટે આવા દુષ્ટ શત્રુને દૂર કરવા વિચારવું જે આ સંસાર સ્વપ્ન તુલ્ય છે. સંસારમાં જન્મ ધરીને જેણે યશ પ્રાપ્ત ન કર્યો. તેનો જન્મ વૃથા છે. માટે હરેક સમજુ માણસે મનરૂપી ઘોડે ચઢી, વિનયરૂપી તરવાર હાથમાં લેઇ, સમજરૂપી ઢાલથી પોતાનો બચાવ કરી; મદ રૂપી દુશ્મનને મારવો. યાને વશ કરવો. પોતાના મનરૂપી ઘોડાને સત્યરૂપી સપાટ જમીનપર નિતીરૂપી રેવાલે ચલાવે અને વિચારરૂપી સાગરમાંથી સંતોષરૂપી જળનું પાન કરે, તો તેનો દુશ્મન જે મદ તે કદી હરકત કરી શકતો નથી.

આ ભૂમીપર હરકોઇ માણસ એટલે રાજા અગર રંક હોય. આપણા કરતાં જબરો તવંગર હોય અગર દુઃખી નિર્ધન (ગરીબ સ્થિતિવાળો) હોય પણ તેને આપણી સમાન ગણી તેની સાથે સલુકાઇથી વર્તવું. એજ મોટો ને ઉત્તમપણાનો ગુણ છે.

સંસારના સુખમાં સ્ત્રી. એ ખરૂં સુખનું સ્થાન છે. પણ હાલ એવી સ્ત્રીની અછત છે. માટે એવા ગુણોથી અપુર્ણ હાલની અધુરી સ્ત્રી, દ્રવ્ય, જોબન, અને હોદ્દો ઇત્યાદિ સુખો તેને ઝાંઝવાના નિરરૂપ વ્યર્થ સમજવાં. અને ઉદાહરણ લેવાં જે મોટા મોટા દેવ જેઓ કે રામચંદ્રજી—રાવણ—શ્રીકૃષ્ણ—અરજુન—દુર્યોધન ઇત્યાદી મહાન ગણાતા નૃપતી મારયા ગયા તો આપણે શું વિશાતમાં છીએ. અને સત્યનો શણગાર

આવ્યો ગણી હરીશ્ચંદ્ર જેવા સત્યવાદી રાજાએ નીચનું કામ કરી, પોતાની સ્ત્રીપુત્રને નીચ સ્થાને વેચ્યાં. તો પણ સત્યરૂપી ઢાલને રક્ષા ગણી. દુનિયામાં સત્ય હીણું કેમ થવાય ? એવું માની સત્ય માટે ભંગી ને ત્યાં પાણી ભર્યું તો આપણે શા હિસાબમાં છીએ. એમ જે માની વૈરાગ્યરૂપ ઘરમાં હમેશાં વસે છે તેજ માણસ મદને વશ કરી શકે છે.

## (૬) મત્સર વશીકરણ વિધી.

મત્સર એ મનુષ્યને દુઃખ ઉત્પન્ન કરનાર પક્કો દુશ્મન છે. ઉપર બતાવેલા પાંચ દુશ્મનોને વશ કરનાર કોઈ જોરાવર મનુષ્ય મળે તો આ બિચારો એકલો રહેવા કબુલ થતો નથી. પણ પાંચની જોડે મળી જવા એકદમ તૈયાર થાય છે. ભાવાર્થ કે—આ દુશ્મન ઉપર બતાવેલા તેના પાંચ મિત્રોથી જરાએ જૂદો રહી શકતો નથી. તેથી કરીને ઉપર બતાવેલા પાંચ વશ કરો એટલે આ પણ વશ થઇજ જશે.

ઉપર બતાવ્યા પ્રમાણે છ રીપુ વશ થયા કે દુનિયામાં તે માણસ અવતર્યો પ્રમાણ પડયું ગણાય છે.

આ સઘળી બાબતમાં એક બાબત લાવવા રહી જાય છે તે, એ કે. આપણા વ્હેમી વર્ગના લોકો દ્રષ્ટાંતનાં પ્રમાણ માન્ય ગણે છે. અને કોઇ પણ સ્ત્રી પુરૂષને થોડી મુદત તકરાર થાય છે અને પાછળથી સ્નેહ થાય છે ત્યારે સ્નેહ થાય છે તે વખતે મંત્ર તંત્રથી. સ્ત્રીએ તેના ધણીને વશ કર્યો એમ કહે છે પણ ખરી હકીકત ધ્યાન ખેંચતા નથી. તેથી લખવા જરૂર સમજી જણાવું છું—કે તે લોકોનો પ્રપંચી પ્રયોગ છે એ મંત્ર જંત્ર કે કાંઇજ નથી તે બાબત પ્રથમ લખી ગયા છીએ તે પ્રમાણે સ્ત્રી વર્તે છે તેથીજ પુરૂષ વશ થાય છે. અને બંને સુખ ભોગવે છે માટે સંસારમાં ખરૂં સુખ તથા આબરૂ મેળવવી ધારો તો સ્ત્રીએ અને પુરૂષે પોત પોતાનો શેર ધર્મ.

એક બીજા ઉપર બજાવવાનો છે તે બાબત જો ચુકશો નહિ તે જરૂર મેળવી અને વફાદારી સુખ્ખ મેળવી શકશો એમાં કાંઇ સંશય નથી.

**કુલીન અને પાત્ર સ્ત્રીઓને છેલ્લી શિખામણ**—કુળવંતી સ્ત્રીએ બજારમાં કે મેળામાં તેમજ પરવાસે જ્યાં ગરબા ગવાતા હોય ત્યાં કદી જવું જોઇએ નહીં. અને જ્યાં પુરૂષોનું વૃંદ હોય અથવા તો જ્યાં નૃત્ય કે ગાન થતું હોય ત્યાં પણ કદી નહીંજ જવું જોઇએ.

જે સ્ત્રી પોતાના પતિને આવતાં જોઈ ઉતાવળી ઉઠી ઊભી થાય, અને પતિનાં ચરણાર્વિંદમાં દ્રષ્ટી સ્થાપી યોગ્ય આસન આપે. અને મધુર વચનથી વિનોદમાં વાખ્યાન કરે, અને લજ્યાથી નમ્રતા બતાવી ઉલ્લાસ અને પ્રેમથી ચિત્ત દઇ વિનયથી પતિ વાક્ય સાંભળે. અને મર્યાદા સાચવી પતિની સેવા કરે, પતિ ઉપર બીન કપટે પ્યાર રાખે. સાસુ સસરા વગેરે વડિલ વર્ગની પ્રેમથી ભક્તિ કરે, નણંદની આગળ નિરંતર નમ્રતા રાખે અને તેમનો પ્રેમ મેળવવા ઉત્સુકય રહે તથા પતિ સિવાય બીજા અન્ય પુરૂષોથી વાત સરખી પણ કરે નહિં; અને પોતાને શોકય હોય તો શોકય ઉપર પણ પ્રિતી રાખે નોકર ચાકર કે ચાકરડી વગરે ઉપર દયા ભાવ રાખે એ પ્રમાણે સર્વેની સાથે વિવેકથી વર્તે તે સ્ત્રી સાક્ષાત પતિને પ્રિય થઈ પડે છે કુળવંતી સ્ત્રીઓ ગોખ કે બારી બારણામાં બેસતી નથી. વસ્ત્રથી ઢાંકવા લાયક અંગ તે કદી પણ ઉઘાડુ રાખતી નથી. ક્રિડા કૌતક કરતી નથી; પાણીના ઘાટ ઉપર અમર્યાદથી બોલતી નથી; અને શરીર મચકોડી ચંચળ ચાલથી ચાલતી નથી પુરૂષ ( નોકર ) પાસે પોતાનું શરીર ચોળાવતી નથી, અને હલકી સ્ત્રીની સાથે વાતનો પરિચય રાખતી નથી, વસવાયાંની કે દુરાચાર વાળી દુતીની ગણનામાં ગણાતી સ્ત્રીઓની સોબત કરતી નથી.

સદ્દગુણી સ્ત્રી પોતાનો પતિ પ્રવાસમાં સંચરે, યાને ઘેરથી બીજે નિવાસે હોય; ત્યાં સુધી માંગળીક સૌભાગ્ય ચિન્હરૂપ આભુષણો જે છે તે સાદી રીતે અંગપર ધારણ કરે છે. પણ તે સિવાયનાં શરીર શોભાવનારાં ઉત્તમ આભૂષણો પહેરતી નથી. સાસુ, સસરા. કે જેઠ જેઠાણી કે નણંદ જેઓ શિરછત્રરૂપ છે તેઓનોજ સહવાસ રાખે છે અને નાની છોકરવાદી પણાના ગુણો વાળી સ્ત્રીઓ સાથે કાંઇ પણ સબંધ રાખતી નથી. બાગ બગીચે ફરવા જતી નથી. નેત્રમાં કાજળ કે સુરમો ઘાલતી નથી. ઠઠ્ઠા મસ્કરી કે આક્ષેપમાં વચનો બોલતી નથી ચોપાટ વગેરે બાજીઓ રમતી નથી, હલકા રીવાજોમાં હોળી જેવા તહેવારમાં સામેલ થતી નથી, પાનનું બીડુ ખાતી નથી, વૃતી બગાડે તેવા ચિન્હ વાળાં કૃતો જોતી નથી, સુગંધીદાર તેલ શરીરે ચોળતી નથી. મીષ્ટ ભોજન જમતી નથી. પર પુરૂષકે પરસ્ત્રી સાથે વિનોદનાં વાકયો વદતી નથી, અર્થાર્થ કે પતિ સિવાય સર્વ સુંન્ય સમજી શ્રી હરીની પોતાના ઘરમાંજ રહી ભક્તિ કરેછે; તેજ સદ્દગુણીને શાણીસ્ત્રી જાણવી, જે સ્ત્રી સંતોષી, ડાહી, મધુર, નમ્ર, સુશીલ, શાંન્ત, નિર્વિકારી, ધર્મીષ્ટ, દયાળુ, અને એવા અનેક ગુણોથી ભરપૂર છે તેજ સ્ત્રી પોતાનો પતિ ગમે તેવા સ્વભાવ વાળો હશે પણ તેને તે વશ કરી તેના પ્યારા પતિને પ્રિય થઈ પડશે. અને તેવાજ ગુણો વાળી સ્ત્રી જે પુરૂષ રત્નને પ્રાપ્ત થાય છે તે પુરૂષ આ જગતમાં એક ભવ્ય નગરીનાસુખનો ભોકતાછે, એમ નક્કી જાણવું. અને તેવાંજ જોડાં ઈશ્વર પ્રાપ્ત કરો એજ મારી છેવટની પ્રાર્થના છે.

## અનુભવ બાધા, યાને વિવિધ વિષય.

**અનુભવ વિષે**—કાચો કુંભ એટલે કાચો ઘડો જ્યારે ઘણા ઘણા ટપલા ખાઈ ઘડાય છે ત્યારેજ તે સુંદર બની સ્ત્રીઓના શીરપર

બિરાજ્યમાન થઈ બજારની જાહોજલાલી જોવા પામે છે. તેમજ માણસ પણ ઘણી ઘણી જાતના અનુભવ રૂપી ટપલા ખાઈ ઘડાય છે ત્યારેજ સુંદર રાજ્ય સભામાં બેસવાને પાત્ર થઇ જગતની જાહોજલાલી ભોગવે છે.

**આપણને મળેલો અમુલ્ય વખત**—ગએલો પૈસો રોજગાર કરવાથી ફરીને પ્રાપ્ત થાય છે. ગએલી આબરૂ પાછળના પશ્ચાતાપથી અને ઉત્તમ સદ્દગુણો ધારણ કરવાથી મળી શકે છે. ગએલી તંદુરસ્તી બાગ બગીચાની હવા, હકીમ લોકોની દવા, અને મિતાહારથી પાછી મળી શકે છે. ભૂલી ગએલી વિધા તે પણ પ્રભાતના પોહોરમાં સરસ્વતિ દેવીનું સ્મરણ કરવાથી પાછી પ્રાપ્ત થાય છે, પણ ગયેલો જે વખત તેને માટે તો હંમેશાં યાદજ રાખવું કે તેતો ગયોજ. અને આવતો વખત છે તે ભવિષ્ય અને ગર્ભાશયમાં છે. માટે ચાલતો વખત ઘણોજ ઉત્તમ જાણી તેનો સદ્દઉપયોગ કરવો.

**જાત કજાત વિષે**—ગુલાબના છોડને કાંટા ઘણા હેરાન કરે છે તો પણ તે ખુશબોદાર પુષ્પ આપ્યાં કરે છે. સુકાઇ ગએલી સુખડને છેવટે બાળવા માંડે છે તો પણ સારી વાસ આપે છે, અને લીલી હોય તે પ્રસંગે કાપવા લાગે છે તો કુહાડીને વળગવાથી કુહાડી સારી વાસ મેળવે છે. તેમજ સજ્જન મનુષ્યને દુરીજન ઘણું દુઃખ દેશે તો પણ સજ્જન પોતાની સરસાઈ છોડી દેતા નથી. અને દુરીજન તો સર્પ અને વીંછી જેવા ઝેરી પ્રાણીની ઉપમાને લાયક છે. સર્પને કે વીંછીને પાળીપોષી દુધ સાકરમાં રાખો પણ અજાણતાં કચરાયાથી ગુણ ભૂલી જઇ ડંશ મારી બેહાલ બનાવે છે. તેમ દુરીજન માણસને હજારો ગુણ થશે અને કદી એક અજાણતાં અવગુણ થશે તો કરેલા તમામ કામને દગ્ધ કરશે. માટે દુરિજનથી હંમેશાં ડરીને દૂર રહેવું.

**સ્નેહ વિષે**—સ્નેહ સાગર વિવેકની મર્યાદા નિત્ય જાળવે છે,

પણ અકળાય છે ત્યારે પ્રતિજ્ઞા રૂપી પર્વતને પાણીની મીશાલે પીગળાય છે. એવો સ્નેહ એ ચમત્કારીક ચટકો છે.

**સમય વિષે**—દોલત અને દુસ્મન ફરી ફરીને હાથ ચઢતાં નથી; માટે એક વાર મળે તો જવા દેવાં નહીં.

**ઇશકબાજી વિષે**—ઇશકબાજીમાં કાંઈ પણ મજેહ નથી. જીવ મરી મરીને જીવે છે, દિલના ટુકડેટુકડા થઇ જાય છે, દિલ તેનું ખુન પીએ છે, એક જીવની જુદાઈ આખી રાત પાહાડ જેવી લાગે છે, દિવસે દિવસે રસ વહી જઈ ખરાબી થાય છે, નાતજાતમાં અને મિત્ર-મંડળમાં હુરરરે હુરરરે ના પોકાર થાય છે. હાય ? સ્ત્રીઓની ખુબ સુરતી અને માધુર્યતા પુરૂષોને દીવાના કરે છે; તો પણ સમજુ માણસે દીવાના નહિંજ બનવું જોઇએ. પાણીના ચઢતા પૂરની અંદર જેમ ન્હાવિક, પોતાના ન્હાવને ઘણીજ સંભાળથી સાચવે છે, તેમ પાત્ર મનુષ્યે જુવાનીના ચઢતા પૂરમાં આ દેહરૂપી ન્હાવને ઘણી સંભાળથી સાચવવું, અને ઇશકમાં ગીરફતાર થવું નહિ.

**હિંદુસ્તાનની હાલની સ્થિતિ**—સ્વદેશનું નૂર સુઇ ગયું છે, બાહોશી બાહાર જતી રહી છે, હીંમત હટી ગઈ છે, પરાક્રમ પાયમાલ થઈ ગયું છે, ચાલાકી ચાલી ગઈ છે, સંપનું સત્યાનાશ વળી ગયું છે, વિરોધનો વધારો થયો છે, દ્રોહની દોડાદોડ થઈ રહી છે, લક્ષ્મી તદ્દન લુટાઇ ગઈ છે, અને ઉદ્યોગ રૂપી સૂર્ય તે અસ્ત પામ્યો છે, જેની ગેરહાજરીમાં આર્યપ્રજા, નિર્માલ્ય, નિર્ધન અને નિરાધાર અવસ્થાએ આવી પોહોચી છે.

**દુહો.**

સુખ પામે સંસારમાં, જો પાળે તન ધર્મ;
ઉર લેશે હિત સારતો, જરૂર પરખશે મર્મ

**સમાપ્ત.**